। वंदेमातरम् ।



# સુબોધ ગીતાવળી.

ભાગ ૧

સંગ્રહ કરી

પા. મોહનલાલ કે

રાણિપુરા

આવૃત્તિ ૧ લી.

કિંમત

શ્રી શારદા પ્રિ

શા. હરજીવન

ઋષિમુનિ ગયે સબ હાર··· ···પ્રભુ.
ભૂમંડલ ઔર ચંદ તારે ( ૨ ) ચર અચર જીવ જડ સારે
તુમ્હી સે રહે પુકાર··· ···પ્રભુ.
તુમ્હી હિરણ્ય ગર્ભ કહલાયે ( ૨ ) સારે બ્રહ્માંડ રચાયે;
કૌન કર સકે શુમાર··· ···પ્રભુ.
હો જગત કે આદી કારણ, તુમિ કીયે હુયે હો ધારણ
તુમ્હીં કરતે સંહાર··· ···પ્રભુ
સબ બલોંમે તુમી બલ હો. સબ ચલ હૈ તુમી અચલ હો.
તુમીહી સુખ કે ભંડાર··· ···પ્રભુ.
યું વાસુદેવ ગાતા હૈ, જો શરણ તેરી આતા હૈ
મીલે મુક્તીકા દ્વાર··· ···પ્રભુ

ભજનામૃત.

૩

નમસ્તે હમારા અરે પ્રાણદાતા
નમસ્તે હમારા પીતા માત ભ્રાતા
નમસ્તે મહાદેવ જોડી દો હસ્તે
નમસ્તે પ્રભુજી નમસ્તે નમસ્તે

સંગીત શ્રેણી.

૪

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ
નરનારી પશુ પક્ષીની સૌને જીવજંતુને તમામ. દયાળુ—

જગના વાસીઓ સૌ સુખ ભોગવે આનંદે આઠે જામ "
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ લડે નહિ કોઈ ગામ "
સર્વે જગે સુખકારી વધે ને વળી વધે ધન ધાન્ય દયાળુ—
કોઈ કોઈનું બુરૂં નવ ઇચ્છે સૌનું ઇચ્છે સૌ સમાન "
પોત પોતાના ધર્મ પ્રમાણે સર્વે ભજે ભગવાન "

સ્વર્ગનિ કુંચી.

૫

## પરભાતિઉં.

રાત રહે જાહરે પાછલી ખટઘડી સાધુ પુરૂષને સુઇ ન રહેવું
નિદ્રાને પરહરિ સમરવા શ્રી હરિ એકતું એકતું એમ કહેવું. રાત-
જોગીયા હોય તેણે જોગ સંભારવા ભોગીયા હોય તેણે ભોગ તજવા,
વેદીયા હોય તેણે વેદ વિચારવા વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા રાત-
સુકૃતિ હોય તેણે સદગ્રંથ બાંધવા દાતાર હોય તેણે દાન કરવું,-
પતિવ્રતા નારીયે કંથને પૂછવું કંથ કહે તે તો તેણે ચીત ધરવું રાત
આપણે આપણા ધર્મ સંભાળવા ધર્મને મર્મ લેવો વિચારી,
નરસીહના સ્વામીને સ્નેહથી સમરતાં ફરી ન અવતરે નરને નારીરાત-

નરસિંહ મહેતા.

૬

## મહાત્મા ગાંધીજી વિષે.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કંઈ ભવ્ય દીસે
સૌ સાધુનો સાચો સાધુ સાબરમતિ જલ તીર વસે—ધન્ય.
રસ કસ તારો ફરી બતાવા દેવલોક અહીં આવ્યો છે.
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે.—ધન્ય.
દીવ્ય તેજ એ દીવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રગટાવે છે
પયગંબરી એ પ્રભા અનેરી દીલ દીલ જ્યોત જગાવે છે—ધન્ય.
ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ધન્ય એ નંદનવન
ધન્ય ભાગ્ય સૌ રાષ્ટ્રીય સુજનતા જ્યાં પ્રગટે પ્રભુતાના જન—ધન્ય.
મોહન તારૂ નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે
સેવાના હાસંત ગાંધીજી દર્શનથી દુઃખ ભાગે છે—ધન્ય.
કાશીકે મથુરાંથી આજે રાજનગર કંઈ ભવ્ય દીસે
સાબરમતિ જલ લોટી લોટી ગંગા યમુના ન્યારી રસે—ધન્ય.
અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરીતા નીર
પ્રજા વર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગંબર વીર—ધન્ય.

સાંજ વર્તમાન.

૭

## રેંટીયા વિષે

ધીમો ધીમો ચાલે રે મીઠા મીઠા ગાજે રે
રૂડા ભાગ્ય રેંટીયો હાજી

આ રેંટીયામાં હશોદયના નીકળે તાર ( ૨ )
એ તારે તારે ભાળું હું ભારતનો ઉદ્ધાર ( ૨ ) ધીમો.
ત્રાક રૂડી પંચા રૂડી, ઉજ્વળ રૂડી નાથ
ઉજવળ પુણી આપતી ઉજવળ મારા હાથ
એ અભય પણે ફરતોરે દુઃખડાં સર્વે હરતોરે
રૂડો મારો રેંટીયો હો જી.

---

૮

( મામા ને બડવાનો સંવાદ )

મામો-કેશરભટ કહની બડવાવાળી લંગોટરી
તમેરે નાનકડા બડવા જાશો ક્યાં ભમવા બડવા !
ઉભલા રહેજો.
બડવો-આવું શું બોલો મામા આવું શું બોલો
વડુવાના વચનો આજે શાને તરછોડો મામા—આવું.
મામો-ઉભલા રહો તો તમને પ્રેમે પરણાવું
બાલ્ય-૧) મન ગમતો મીઠો મીઠો લ્હાવો લેવરાવું, બડવા ઉભલા.
બડવો-ભોળા મામાજી તમે ભોળું વિચારી
✓અમને પરણાવી કીધા ભારત ભીખારી મામા—આવું.
કાચી વયે પરણીને રૂડું શું થાયે ?
કુમળી આ કાયા મારી વ્હેલી કરમાયે મામા—આવું.

મામો—ઉભલા રહો તો તમને હીરે મઢાવું
લાલચ—રસોજનીયાં ભાવે ભાવે રૂડાં રંધાવું, બડવા—ઉભલા.
બડવો—હીરાના જોઈએ મામા બ્રહ્મચારી નેકી
અમને તો લગની લાગી વિશ્વ વિદ્યાની મામા—આવું.
ઋષિની રૂડી મામા બાલુડા જેવે
ભણવું ને ગણવું ભાવે રઈને બ્રહ્મચારી મામા આવું.
મામો—ઉભલા રહો તો તમને ગાવલડી આપું
લાલચ—૩ દુધલડાં દોહી દોહી પ્રેમે પીવરાવું બડવા—ઉભલા.
બડવો—આજે મામાજી તમે કીધી તૈયારી
સઘળાં શાસ્ત્રોને માથે ફેરવવા પાણી મામા—આવું.
જ્યાં ત્યાં આડા આવીને ઝગડો ઉપાડો
કુળની મરયાદા માથે લઈને કુહાડો. મામા—આવું.
મામો—ઉભલા રહો તો મોટી મેડી ચણાવું.
લા ૪. હીંડોળા બાંધી તમને હરખે ઝુલાવું બડવા ઉભલા.
બડવો—તોબા મામાજી તમે બહુ બહુ બગાડી
ઉતરડ કૈં કૈંના કીધાં આપે ધૂળધાણી મામા—આવું.
મોટી પ્રીતિનાં મોટાં અણુગાં ફુકાવી
મૂકો મારગ ભારતની હાંસી કરાવી મામા—આવું.

હરિશંકર વિદ્યાર્થી.

૯

## રાષ્ટ્રીય ગીત.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને હમ કુછ ન કુછ કર જાયેંગે. ભારત.
ભારત હમારી માતૃભૂમિ. ઉસકા રેણુ હમ પર હૈ બહુત,
ઉસકે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયગે, ભારત.
ભારતકે દુઃખપ્રદ અવનતિ પર, કયોં ન આંસુ બહાવેંગે,
ઉનકે હટાને કે લીયે હમ, કુછ ન કુછ કર જાયેંગે. ભારત.
ધર્મ વિદ્યા ઔર ધનસે ઉન્નતી ભારતકી હોવે,
ઈસ ઉન્નતિ કે માર્ગ મેં હમ કુછ ન કુછ કર જાયેંગે. ભારત.

૧૦

ઐ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં
મૈં ભક્તિ ભેટ અપની તેરી શરણમેં લાઉં. ટેક.
માથે પે તૂ હો ચંદન છાતી પે તૂ હો માલા,
જીવ્હા પે ગીત તૂ હો મૈં તેરા નામ ગાઉં. ઐ.
જીસસે સપૂત ઉપજે શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલિકો મૈં નીજ શીષ પે ચઢાઉં. ઐ.
માની સમુદ્ર જીસકી ધૂલિકા પાન કરકે.
કરતા હૈ માન તેરેઉસ પૈર કો મનાઉં. ઐ.
વે દેશ માન વાલે ચઢકર ઉતર ગયેસબ

ગોરે રહેંત કાલે તુઝકોહી એક પાઉ
તેવામે તેરી સારે મેકિ ભેલ જાઉ
વહ પૂણ્ય નામ તેરા પ્રતિદીન સુનું સુનાઉ
તેરેહી કામ આઉ તેરાહી મંત્ર ગાઉ
મન ઓર દેહ તુઝપર બલિદાન મૈ ચઢાઉં એ.

૧૧

જ્યાં લગી દેશહિત તત્વ ચિન્યો નહિ
ત્યાં લગી સંપત્તિ સવ જૂઠી
લાખને કરોડથી વિત્ત સંગ્રહ કરો
જાણજો એ બધું રાખ મૂઠી. ( ૧ )
શું થયું માલ પરદેશનો લાવીને
એકના ચોગણા દામ લીધે
શું થયું માલ કાચો ભરી સ્ટીમરો
મોકલી લક્ષધા લાભ કીધે ( ૨ )
શું થયું ખુબ ભણી ઉંચી ડીગ્રી થકી
શું થયુ ભાન પ્રિલકાબ લીધે
શું થયું કોટને હેટ ધાર્યા થકી
શું થયુ ખાન જલ પાન કીધે ( ૩ )
શું થયું ઉકળીને ખુન આપણું વહે
શું થયું રાગને રંગ જાણે
શું થયુ દેશ પરદેશ સેવ્યા થકી
શું થયુ વેરાગુના ભેદ જાણે ( ૪ )

એ છે વ્યવહાર આ પેટ ભરવા તણા
દેશનું હિત તેમાં ન જોશો
દેશના હિતના તત્ત્વ દર્શન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોશો ( ૫ )

# મહાત્મા ગાંધીજીની આજ્ઞા.

## સ્વદેશી વ્રતની પ્રતિજ્ઞા લ્યો.

સ્વદેશી વ્રત સૌ સમજી લેજો, સ્વરાજ્યની આ ચાવી છે
વરણાગી સૌ છોડી દેજો, એમાં સુંદર ભાવી છે.
નરીબાઈ સાદાઈ ગુરૂવર ગાંધીજીના પાઠ રૂડાં;
કોણ હવે નહિ પળશે આ વ્રત, કોઈ નમાલા દેશ ભૂડાં.
જન્મદાત્રી માતને મૂકી, કુનરીને કોણ ધાવવા જાય;
પોતાનું ઘર બળતું મૂકી, કોણ ઓલવવા બીજે જાય.
સ્વદેશની વસ્તુઓ સુંદર અન્ય દેશ પણ ચાહે છે;
ટકાઉ સસ્તી ને મનગમતી પરદેશી શરમાવે છે.
માટે સત્યાગ્રહ સંગી સૌ સ્વદેશી વ્રત ધારણ કરજો,
આજથકી પરદેશી ચીજો, કદીય પણ ના સંઘરશો.
આજ્ઞા એ ગુરૂવર ગાંધીની સાચા શિષ્યો સૌ પળશો;
નાત જાતને ઘર મંદીરમાં સ્વદેશી ચીજો સંઘરશો.
આવો અમુલખ સમય હવેનો ફરી ફરીને નહિ આવે;

સત્યાગ્રહીને સ્વદેશી વ્રતનો લ્હાવ ફરીને નહિ આવે.
માટે લેજો સ્વદેશી વ્રતની આજ પ્રતિજ્ઞા ના ચૂકશો;
લીધી તો તો નબળા થઈને, પાછા ના મૂકી દેશો.

જનાર્દન શર્મા.

જોતાંરાજને બીડી તમે પીશો, ગાલેરે નહિ તો સુખથી લેજો સીસી;
તજોરે જનો બીડી તમે પીવી. ॥ ટેક ॥

આગળ જનો બીડી નહિં પીતા, ધરમ અને શાસ્ત્ર થકી બીતા તજો.
નહિં પીતા પુત્રો તેના થઈએ, બીડી મુખ કેમજ તે પીએ તજો.
બીડી પીવા કોઈ નથી કહેતું, છતાં મન કેમ મુકો વહેતું. તજો.
ગરમ લાય લાગે ઘણી બીડી, તેના સાથે બાધ શાને ભીડી. તજો.
દુર્ગંધ જેમાં લાખો રહ્યા ચોટી. તેને પીવા ભુલ કરો મોટી. તજો.
બીડીરે થકી હાનીને વિચારો, પછી પીતી પ્યારા ફરે ધારો. તજો.
બીડી થકી બુદ્ધિ જાયે મારી. પીવા લાગ્યે શાને જાને સારી. તજો.
બીડી થકી વાસ આવે ભારી, જાણો નહિં શિક્ષા તમે લાડી. તજો.
બીડી થકી રોગ અનેક આવે, આમાં ભાઈ પીવી શાને ભાવે તજો.
કરે ખોટી જુવો કરે શામો ગમે કેમ આવાં અરે નાગો તજો.
બુરી વાસ સંડાસે આવે છે તોયે તમને બીડી ત્યાં ભાવે છે તજો.
બીડી થકી ખુંખું ઘણું થાયે, સડો છાતી મધે તો બંધાયે તજો.
લાગે નહિ પણ આખર થાયે ઓસ ડાહ્યા માણસને જુઓ પુછી તજો.
બીડી પીવી બંધ તમે રાખો, કરી રાખ નાખુંની નવ રાખો. તજો.
ઘણું કહેવું મટતું નથી જાણું, વિશેષ કહેતાં આપ આગળ શાણું તજો.

સહુ સહુનો ધર્મ તે સાંભળો, સુખી થશો બોલ કહું પાળો. તજો.
ત્રિભુવનદાસ તમારો છે, ઇચ્છી હિત જન તમારૂં કે. તજો.

## પાટીદારોના બાર માસ.

ભાવઠ ભાગોને ભુદરા કહીએ કણબીનું દુખ
કરૂણાલય કૃપા કરી કયારે આપશો સુખ ભાવઠ. ૧
કારતકે કણબી કુવે ગયા શીર ઉપાડી કોશ.
ઘઊંડા વાવવાને કારણે જોયા શુકનને જોશ. ભાવઠ. ૨
માગશરે મન માંડી મલપતો રૂડા ઘઊંડા દેખાય
પણ ગેરૂઓ આગે નહી ભવંઠ ભવની જાય ભાવઠ. ૩
પોષ મહિનાની ટાઢડી વાયુ શીયાળુ વાય
કણબી પાશે કપડાં નથી દાડી કડકડ થાય ભાવઠ ૪
માહમહીને મનમાં વિચારયુ દેખી ઘઊંડાની પેર
અડધા આપીશું વણીકને અડધા લેઈ જઈશું ઘેર. ભાવઠ ૫
હોળી દેખી કોળી ઉલટયા એવી ફાગણની પેર
ખેતર નિત્યે ચોરી કરે કણબી જાય જો ઘેર. ભાવઠ. ૬
ચઇતર ચીંતા હૈયે ઘણી વેરો ભરવાને માટ
ઘર માંહી દામ મળે નહીં જાય વણીકને હાટ. ભાવઠ ૭
વઇશાખે વીવાહ આદરયા લીધું શુભ લગ્ન,
વીવાનું ધન દેવું કરી થયા મનમાં મગ્ન. ભાવઠ. ૮
જેઠ મહીને ઝટ ઉંઠતોખાતર ભરવાને કાજ;
ખંતથી મહેનત બહુ કરે રાખે ઇશ્વર લાજ. ભાવઠ. ૯

અશાડે આતિકું આવીયું ખેતી કરવાને માટ;
ઘરમાંકી બી કે ગેવડ નથી જાય વણીકને હાટ. ભાવડ. ૧૦
માશ શ્રાવણ ભલે આવીયો બીં જાય કણબીની નાર
કેડમાં લટકે બાળકું માથે નીતરે ચાર; ભાવડ ૧૧
ભાદરવે પુંખ બહુ થયો મનથી માઝા માલ;
ખેતર ટોવાને માંસ્ખું હાથે ગોફણ ઝાલ ભાવડ ૧૨
આશોમાં કણબી વાશો રહે ટાઢા ટુકડા ખાય;
કેવો દીન દીવાળીનો ન જાણે મનમાંય ભાવડ. ૧૩
અર્પ કમાં અધીક શું કીજીએ કહીએ કણબીનું કર્મ
રળવાથી ખર્ચ કરે ઘણું ગંગારામ જાણે મર્મ. ભાવડ. ૧૪

ગંગારામ.

## ગાયોનો પોકાર.

અરજી સુણોને મારી ઓ કહાન—અરજી સુણોને મારી.
[illegible] કળીયુગ ત્રાસે હારી ઓ કહાન— "
સત્યુગે વાલા મુજને સંભાળી ત્રેતાયુગે સુને તારી
દ્વાપરે મારી રક્ષા કીધી તો કળીયુગે કેમ સંહારી ઓ ક.
વંદ્રાવનમાં વાલા મુજને ચરાવી ગોવાળ થયા'તા ગીરધારી
તે [illegible]માં મારૂં રક્ત રેડાયે તેથી રહું છું શંક બિચારી ઓ ક.
કૌરવ સભામાં વાલા ચીર પુરીને ઉગારી દ્રૌપદી નારી
ચીરના બદલે ચર્મજ મારૂં આજે કળીયુગ લીએ છે ઉતારી ઓ ક.

ગોવરધનધારી વાંસા કુંજ બીહારી વ્રજ વનિતાને તમે તારી
પૂર્વ જન્મે મેં શું પાપજ કીધાં તે મુજને મેલો છો વિસારી   ઓ ક.
કળીયુગના વાલા કતલખાના ભ:જે છે અતિ ભયકારી
આપ પધારી કદી નજરે નિહાળો તો છુટે તમોને કંપારી   ઓ ક.
જુગના જીવન મારા પ્રભુજી પ્યારા શરણે છું નાથ તમારી
"સુવાણી સુતની" વિનતી સુણીને વહારે આવોને મોરારી ઓ ક.

---

અમે તો હિંદ મૈયાની ભાવથી ભક્તિ કરવાના
કરી કુરબાન સર્વસ્વ સહજ ભવ સિંધુ તરવાના.   અમે.
જન્મ આ જન્મભૂમિની સેવામાં અર્પીને પ્રીતે
તજીને સર્વ જગ જંજાલ હૈયામાં હિંદ ધરવાના   અમે.
રગો રગમાં ભરી ભક્તિ ભૂલીશું ભાન તનમનનું
દુઃખોમાં માનીને સુખો ભારત ગુણ ગાન કરવાના   અમે.
જીવીશું કે મરીશું એવી મુકીશું દૂર સહુ ચિંતા
કરીશું યત્ન હિંમતથી વિપદ દેખી નડવાના.   અમે.
દુઃખોના ડુંગરો તુટી કદી પડશે અમો માથે
તદાપિ ક્ષણ માત્ર માડીને નહિ તનથી વીસરવાના.   અમે.
પરાયા દેશના હીરા ગણીશું કાચ અંતરમાં
અમારી માટી પણ મનથી ગણી કસ્તુરી કરવાના   અમે.
ગાંધીજીના સુણી શબ્દો થઈ પ્રીતિ સ્વદેશીમાં
વિદેશી વૃત્તિ વારીને સ્વદેશી ભાવ ભરવાના   અમે.

મરીશું લોક જન્મીશું આ ભૂમિમાં ફરી નિશ્ચે
કરી જગનાથને અરજી પછી મરજીથી મરવાના.

અમૃતકાર.

---

# ખેડુતની આરતી.

જય ખેડુત દેવા હરિ જય ખેડુત દેવા
સ્તુતી કરીને આજે ( ૨ ) કરૂં હું તમ સેવા. જય ખેડુત.
ખરે તું જગનો તાત સૃષ્ટિ છે તુજ આધારે હરિ ( ૨ )
રાય રંકને રૈયત ( ૨ ) સૌનો અરથ સારે. જય ખેડુત.
પશુ પંખીને જીવ સરવે કલ્લોલ કરી ફરતા હરિ ( ૨ )
ભાટ બનૈયા બ્રાહ્મણ ( ૨ ) આશા તુજ કરતા. જય ખેડુત.
ટાઢ તાપ વરસાદ લેતો તુંજ સહન કરતો હરિ ( ૨ )
દીલે દરદ દુઃખ વેઠી ( ૨ ) પર ઉર ભરતો. જય ખેડુત.
કરતો કામ અપાર પોતે રાત દિવસ રળતો હરિ ( ૨ )
પણ ક્ષુધાના સંગે ( ૨ અન્ન જરી નવ મળતો. જય ખેડુત.
સૃષ્ટિમાં ભોજન કરતાં દીલનો તું ભોળો હરિ ( ૨ )
જાચક શો જન ધરતા ( ૨ ) તુંજ આનંદ મોટો. જય ખેડુત.
આવે અષાઢો માસ આશા ઉદ્ધરણી કરતો હરિ ( ૨ )

લેઈ સાંતિકું સંગે ( ૨ ) ખેતરમાં ફરતો. જય ખેડુત.
વાઘ વરૂને સિંહ થકી તું જરા નહિ ડરતો હરિ ( ૨ )
આળસ સર્વે તજીને ( ૨ ) કામ સખત કરતો. જય ખેડુત.
કમર કસીને લેઈ લાકડી ખેતરમાં ફરતો હરિ ( ૨ )
ચોર લુટારાના ભયથી ( ૨ ) કદી નહિ ડરતો જય ખેડુત.
ઇશ્વર કરજે સહાય સદા તું આ ખેડુત નરને હરિ ( ૨ )
કૃપા કરીને સહાયે ( ૨ ) શીરપર કરધર ને જય ખેડુત.
ખેડુત જનની આરતી જે કોઈ ગાશે હરિ ( ૨ )
ભણે ગંગારામ સેવક ( ૨ ) સુખીયો તે થાશે. જય ખેડુત.

ગંગારામ.

